પ્રાથમિકશાળાના બીજી તથા

કન્યાશાળાના બીજા ત્રીજા ધોરણ માટે

વ્યાખ્યાઓ તથા નિયમો સહિત.

# અંકગણિતનાં મનોયત્ન.

## ભાગ ૧.

રચનાર—છગનલાલ મોતીરામ શાહ.

" મુખગણિત શિક્ષક " વગેરેના કર્તા.

રચનારનું ઠેકાણું—શાહપોર—સુરત.

પ્રસિદ્ધ કર્તા—છગનલાલ મોતીરામ શાહ.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર—સુરત.

સુધારેલી વધારેલી આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦.

એપ્રિલ સને ૧૯૨૪.



છાપનાર—રઘુભાઇ લલ્લુભાઇ દેશાઈ.

છાપવાનું ઠેકાણું—"અનાવિલ" પ્રેસ બરાનપુરી ભાગળ સુરત.

કિંમત પાંચ આના. પોસ્ટેજ જુદું.

# પ્રસ્તાવના.

સરકારી ગુજરાતી પ્રાઇમરી સ્કૂલોના બીજા ધોરણના અભ્યાસક્રમમાં સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકારની સાદી રીતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ સાદી રીતો આખા ગણિતશાસ્ત્રનો પાયો છે. આ તત્વને શિક્ષક વર્ગનો મોટો ભાગ મહત્વ નથી આપતો જણાતો એમ કહેવામાં કાંઈ અતિશયોક્તિ નથી. કારણ કે અંગ્રેજીમાં જ્યારે ફક્ત આ ચાર સાદી રીતો ઉપરજ ગણિતનાં સ્વતંત્ર પુસ્તકો વિસ્તારથી રચાએલાં જોવામાં આવે છે; જ્યારે ગુજરાતીમાં આ બાબતનાં જુદાં પુસ્તક તૈયાર થએલાં નથી; જેથી તેવા આદરણીય પુસ્તકને અભાવે શિક્ષક તરીકેના મારા લાંબા અનુભવથી મેં આ સંક્ષિપ્ત બાલોપયોગી પુસ્તક તૈયાર કર્યું છે.

આ ચાર સાદી રીતો શીખવતાં પહેલાં બાળકો સંખ્યા શિક્ષણ અને આંક નવાં ધોરણો પ્રમાણે સારી રીતે શીખેલાં હોવાં જોઇએ. કારણ કે નવીન પદ્ધતિથી સંખ્યા અને આંકના શિક્ષણની સાથેજ ચાર સાદી રીતોનું મુખગણિત બાળકોને શીખવવાનો કેળવણી ખાતાએ હેતુ રાખેલો હોવાથી મેં ધોરણવાર "મુખગણિત શિક્ષક" બહાર પાડેલા છે.

ગણિતનો આ પ્રાથમિક પાયો જો અનુભવી શિક્ષકોને હાથે નાખવામાં આવ્યો હોય, તો આ ચાર સાદી રીતો શિખવનાર બીજા ધોરણના શિક્ષકની અડધી મહેનત ઓછી થઈ જાય આ મુશ્કેલી ધ્યાનમાં રાખી આ પુસ્તકમાં સાદી રીતોની વ્યાખ્યાઓનું નિરુપણ દ્રષ્ટાંતો સાથે સરળતાથી કરવા ઊપરાંત બાળકોને ધ્યાનમાં રાખવા યોગ્ય ખાસ નિયમો આપવામાં આવ્યા છે, તે આ સાદી રીતોના હિસાબોમાં અત્યંત ઉપયોગી થઇ પડશે.

બીજા ધોરણમાં ગણિતની ટેકસ્ટ બુક છોકરાઓને કેટલેક

સ્થળે લેવડાવવામાં આવતી નથી તે વાજબીજ છે. કારણ કે ઘણેખરે સ્થળે એવી બુકો બાળકોને ખરીદવી પડે છે, તે તેમને એ ધોરણમાં ભાગ્યેજ કામ લાગે છે. કેમકે હાલની ગણિતની ટેકસ્ટ બુકો ઉપલા ધોરણના અભ્યાસક્રમ સુધીની રચેલી હોવાથી અનેકાનેક રીતિઓનો તેમાં સમાસ હોવાથી ચાર સાદી રીતોનું સંક્ષિપ્ત વિવેચન બહુધા ચાર પાનામાંજ સંપૂર્ણ થએલું હોય છે. તેથી ચાર સાદી રીતોના ઇલાયદા ગણિત પુસ્તકની અગત્ય અધિકાધિક છે, એમ ધારી આ પુસ્તક બહાર પાડયું છે.

આ પુસ્તકમાં ચારે રીત નાનાં બાળકોને સરળ રીતે સમજ પડે તેટલા માટે નાના જાણીતા વ્યવહારી સહેલા હિસાબો ઉપરથી ક્રમે ક્રમે અજાણ્યા અઘરા હિસાબો આપવામાં આવ્યા છે. છતાં બીજા ધોરણના બાળકોની શક્તિ ઉપરાંતના આપવામાં આવ્યા નથી. આમાં આશરે ૧૨૦૦ સહેલા અઘરા હિસાબ આપ્યા છે.

છેવટના પરચુરણ દાખલામાં ચાર સાદી રીતોના સંયુક્ત દાખલાઓ આપ્યા છે, એટલુંજ નહિ પણ એકજ દાખલો નિરનિરાળી અનેક રીતે કેમ પૂછી શકાય તે પણ બતાવ્યું છે. આશા છે કે આના પ્રયત્નથી બાળકોની બુદ્ધિને કસરત મળી ગણિત જેવો બેશરમ ગણાતો વિષય કંટાળો લાગ્યા વગર તેમને સુગમ્ય થશે,

એકંદરે આ પુસ્તક છોકરાઓની શાળાના બીજા ધોરણને માટે રચવામાં આવ્યું છે, છતાં કન્યાશાળાના પણ બીજા અને ત્રીજા ધોરણને ઘણે દરજ્જે સહાયકારક થઇ પડશે. એજ તા. ૨૭ ૫ ૧૯૧૯

શાહપોર
સુરત.
તા. ૩૧-૩-૨૪

લિ. સેવક
છગનલાલ મોતીરામ શાહ.
"મુખગણિત શિક્ષક" "ડિકટેશનશિક્ષક" વગેરેના કર્તા.

## :વ્યાખ્યાઓ:

૧. આંકડાઓ વડે ગણવાની વિદ્યાને **અંકગણિત** કહે છે.
૨. એક બનાવનારા પરિમાણને **એકમ** કહે છે.
૩. ગણતરી કરવાને ઠરાવેલા નામોને **સંખ્યા** કહે છે.
૪. સંખ્યાને ટુંકી રીતે બતાવવા માટે ચિહ્નનો વપરાય છે. તેને **અંક અથવા આંકડા** કહે છે.
૫. જેની કંઈ કિંમત ન હોય તેને **શૂન્ય** અથવા **મીંડું** કહે છે.
૬. જ્યારે સંખ્યા એકલી બોલાય, ત્યારે તેને **સાદી સંખ્યા** કહે છે. જેમકે ૫, ૩૫, ૭૩ વગેરે.
૭. જ્યારે સંખ્યાની જોડે કોઈ વસ્તુનું નામ બોલાય ત્યારે તેને **વિશેષ સંખ્યા** કહે. જેમકે પાંચ રૂપીઆ, પાંત્રીસ કેરી વગેરે.
૮. કોઈપણ વસ્તુમાંથી બબ્બેની ઢગલી કરતાં કંઇ વધે નહિ, ત્યારે તેને **બેકી સંખ્યા** કહે છે. ૨, ૨૪, ૨૬, ૩૮, ૧૮૦.
૯. કોઇપણ વસ્તુમાંથી બબ્બેની ઢગલી કરતાં છેવટે એક વધે ત્યારે તેને **એકી સંખ્યા** કહે છે. ૧. ૩, ૨૫, ૭૭, ૮૯.
૧૦. શબ્દમાં આપેલી સંખ્યાઓને આંકડામાં લખવાની રીતને **સંખ્યા લેખન** કહે છે. જેમકે પાંચસો ચોત્રીસ=૫૩૪.
૧૧. આંકડામાં આપેલી સંખ્યાને શબ્દમાં બતાવવાની રીતને **સંખ્યા વાચન** કહે છે. જેમકે ૫૩૪=પાંચસો ચોત્રીસ.
૧૨. જ્યારે કોઈ સંખ્યા એકજ આંકડાની હોય ત્યારે તેની જે કિંમત હોય તેને તેની **ખરી કિંમત** કહે છે, જેમકે ૪ એમાં ચોગડાની ખરી કિંમત ચાર છે.
૧૩. જ્યારે કોઈ આંકડો બીજા આંકડાની સાથે આવે છે, ત્યારે

તેની ખરી કિંમત બદલાઈ જે કિંમત થાય છે તેને તેની **સ્થાનિક કિંમત** કહે છે. જેમકે ૩૪. એમાં ત્રગડાની ખરી કિંમત ત્રણ છે, પણ ત્રગડો દશકની જગાએ છે, માટે તેની સ્થાનિક કિંમત દસ ગણી વધે છે, એટલે ૩૦ થાય છે.

૧૪. બે અથવા વધારે સંખ્યાઓ એકઠી કરવાથી જે નવી સંખ્યા આવે તેને **સરવાળો** કહે છે. જેમકે ૫માં ૭ ઉમેરીએ તો કેટલા થાય? ૫+૭=૧૨ થાય.

૧૫. જે સંખ્યાની પહેલાં + આવું એટલે **વત્તાનું ચિહ્ન** હોય તે સંખ્યા તેની પહેલાંની બીજી કોઈ સંખ્યામાં ઉમેરવાની છે, એમ સમજવું. જેમકે ૧૫+૭=૨૨.

૧૬. જે બે સંખ્યા વચ્ચે=આવું ચિહ્ન હોય, તે બે રકમો બરાબર છે એમ સમજવું. જેમકે ૪ પૈસા=૧ આનો.=આને **બરાબરનું ચિહ્ન** કહે છે.

૧૭. એકમમાંથી દશક, દશકમાંથી શતક, શતકમાંથી હજાર વગેરે ચઢતા અંકો નીકળે છે, તેને **વધતા** કે વધતી કહે છે.

૧૮. એકની એક રકમ કેટલીક વખત લઈ સરવાળો કરવાની ટુંકી રીતને **ગુણાકાર** કહે છે. જેમકે ૫+૫+૫=૫×૩ =૧૫ ગુણાકાર.

૧૯. જે બે સંખ્યા વચ્ચે × આવું એટલે ગુણાકારનું ચિન્હ હોય, તે બે રકમોનો ગુણાકાર કરવાનો છે એમ સમજવું. જેમકે ૭×૫=૩૫.

૨૦. જે રકમને ગુણવાના હોય તેને **ગુણ્ય** કહે છે. જેમકે ૫×૩ એમાં ૫ને ગુણવાના છે, માટે ૫ એ ગુણ્ય.

૨૧. જે રકમ વડે ગુણવાના હોય એટલે જેટલા ગણા કરવાના હોય

તેને ગુણક કહે છે. જેમકે ૫×૩ એમાં ૩ વડે ગુણવાના છે, માટે ૩ એ ગુણક.

૨૨. બે અથવા વધારે રકમોનો ગુણાકાર કરતાં જે સંખ્યા આવે, તે સંખ્યાના તે રકમો **અવયવ** કહેવાય છે. જેમકે ૫×૪=૨૦. માટે ૨૦ ના ૫ અને ૪ અવયવ કહેવાય છે.

૨૩. એક સંખ્યામાંથી બીજી સંખ્યા ઓછી એટલે બાદ કરતાં જે નવી સંખ્યા આવે તેને **બાદબાકી** કહે છે. જેમકે ૭ માંથી ૫ કાઢી લઇએ તો કેટલા રહે? ૭-૫=૨ રહે.

૨૪. જે સંખ્યાની પહેલાં – આવું એટલે **ઓછાનું ચિહ્ન** હોય, તે સંખ્યા તેની પહેલાંની બીજી કોઇ સંખ્યામાંથી બાદ કરવાની છે એમ સમજવું. જેમકે ૨૭-૬=૨૧.

૨૫. જે રકમમાંથી બાદ કરવાના હોય તે મોટી રકમને **અધિકાંક** કહે છે. જેમકે ૭ માંથી ૫ બાદ કરો, એમાં ૭ એ અધિકાંક છે.

૨૬. જે રકમ બાદ કરવાની હોય તે નાની રકમને **બાધાંક (ન્યૂનાંક)** કહે છે. જેમકે ૭ માંથી ૫ બાદ કરો, એમાં ૫ એ બાધાંક છે.

૨૭. એક આપેલી સંખ્યામાં બીજી આપેલી સંખ્યા કેટલીવાર રહેલી છે, અથવા એક આપેલી સંખ્યામાંથી બીજી આપેલી સંખ્યા જેવડા કેટલા ભાગ થઈ શકે તે શોધી કાઢવાની રીતને **ભાગાકાર** કહે છે. જેમકે ૨૭માં ૯ કેટલી વાર રહેલા છે, અથવા ૨૭ માંથી ૯ જેવડા કેટલા ભાગ પડે? ૩ (ભાગ) ભાગાકાર.

૨૮. જે સંખ્યાની પહેલાં ÷ આવું એટલે **ભાગ્યાનું ચિહ્ન** હોય, તે સંખ્યા વડે તેની પહેલાંની સંખ્યાને ભાગવાની છે એમ સમજવું. મતલબ કે ભાગ્યાના ચિહ્નની પછીની સંખ્યાને ભાજક અને પહેલાંની સંખ્યાને ભાજ્ય સમજવી. જેમકે ૨૭÷૯=૩,

૨

આમાં ૯ ભાજક છે, અને ૨૭ એ ભાજ્ય છે.

૨૯. જે રકમને ભાગવાના હોય એટલે જે રકમમાંથી ભાગ પાડવાના હોય તેને **ભાજ્ય** કહે છે જેમકે ૨૭માંથી ૯ જેવડા ભાગ કરો. એમાં ૨૭ ને ભાગવાના છે, માટે ૨૭ ભાજ્ય.

૩૦. જે રકમ વડે ભાગવાના હોય એટલે જે રકમ જેવડા ભાગ કરવાના હોય તેને **ભાજક** કહે છે. જેમકે ૨૭ ને ૩ વડે ભાગો. એમાં ૩ વડે ભાગવાના છે, માટે ૩ ભાજક

૩૧. ભાજ્યને ભાજકે ભાગતાં જે બાકી વધે તેને **શેષ** કહે છે. જેમકે ૨૭ને ૫ વડે ભાગીએ તો ૨ વધે, માટે ૨ શેષ

૩૨. એક રીતે દાખલાનો જવાબ કાઢી, ફરીથી બીજી રીતે જવાબ કાઢવો તેને **તાળો** કહે છે.

# :તાળો મેળવવાની રીતો:

## સરવાળાનો તાળો મેળવવાની રીત.

૧. સરવાળો ખરો છે કે નહિ તે તપાસવા માટે એક વખત ઉપરથી અને બીજી વખત નીચેથી ગણી જવો, જો બંને વખત ગણતાં એકજ જવાબ આવે. તો સરવાળો ખરો સમજવો.

૨. સરવાળો કરવાની સંખ્યામાંની પહેલી સંખ્યા નીચે લીટી દોરીને તે સંખ્યા નથી એમ સમજી, બાકીની સંખ્યાએનો સરવાળો કરવો, અને તે સરવાળામાં મૂકી દીધેલી સંખ્યા મેળવવી, જો તે સરવાળો પહેલાં કરેલા સરવાળની બરાબર આવે, તો દાખલો ખરો સમજવો.

## બાદબાકીનો તાળો મેળવવાની રીત.

૧. બાકાંક (ન્યૂનાંક) અને બાદબાકીનો સરવાળો કરવાથી જો

અધિકાંક આવે, તો દાખલો ખરો સમજવો.

૨. અધિકાંકમાંથી બાદબાકી બાદ કરતાં જે બાદ્યાંક (ન્યૂનાંક) આવે, તો દાખલો ખરો સમજવો.

### ગુણાકારનો તાળો મેળવવાની રીત.

૧. ગુણકને ગુણ્યથી ગુણતાં જે જવાબ પહેલાં જેટલો આવે, તો દાખલો ખરો સમજવો.

૨. ગુણાકારને ગુણકે ભાગતાં જો ગુણ્ય આવે અથવા ગુણાકારને ગુણ્યે ભાગતાં જો ગુણક આવે, તો દાખલો ખરો સમજવો,

### ભાગાકારનો તાળો મેળવવાની રીત.

૧. ભાગાકાર ને ભાજકનો ગુણાકાર કરી, શેષ ઉમેરવો, જો ભાજ્ય આવે, તો દાખલો ખરો સમજવો.

૨. ભાજ્યને ભાગાકારે ભાગતાં જો ભાજક અને શેષ પહેલાંની બરાબર આવી રહે. તો ભાગાકાર ખરો સમજવો.

સૂચના:—સરવાળા, બાદબાકી. ગુણાકાર અને ભાગાકારના તાળા માટે ૯ ની કૃતિ છે, પણ એ કૃતિ અત્રે આપી નથી. કારણ કે એ કૃતિથી નવડાની, મીંડાંની આંકડાના ફેરફારની, આંકડાની વધઘટની ભૂલો પકડાતી નથી.



### દશાંશ અપૂર્ણાંકના ઉપયોગી નિયમો.

૧. શૂન્ય સિવાયના દરેક અંકને બે જાતની કિંમત હોય.
 ૧. ખરી કિંમત. ૨. સ્થાનિક કિંમત.

૨. સો અંકસ્થાન પહેલાં સો શબ્દ બોલવામાં આવે, તો સો અંકસ્થાનનો આંકડો લખી તેની જોડે જમણા હાથ પર ૨૫

લખવા. જેમકે સવા પાંચસો (૫૨૫) સવા આઠસો (૮૨૫)

૩. સો અંકસ્થાન પહેલાં સાડા અથવા સાડી બોલવામાં આવે, તો સો અંકસ્થાનનો આંકડો લખી, તેની જોડે જમણા હાથપર ૫૦ લખવા. જેમકે સાડા ત્રણસો (૩૫૦), સાડી ચારસો (૪૫૦), દોઢસો એટલે ૧૫૦. અઢીસો એટલે ૨૫૦.

૪. સો અંકસ્થાન પહેલાં પોણો અથવા પોણી બોલવામાં આવે, તો સો અંકસ્થાનનો આંકડો બોલવામાં હોય, તેના કરતાં એક ઓછો લખવો, ને તેની જોડે જમણા હાથપર ૭૫ લખવા. જેમકે પોણા છસો. એમાં સો અંકસ્થાનો શબ્દ ૭ છે, તેને બદલે ૫ લખી, તેની જોડે જમણા હાથપર ૭૫ લખવા. ૫૭૫.

સૂચનાઃ–પોણીસો આંકડામાં ૯૯॥। આમ લખાય છે તે ધ્યાનમાં રાખવું.

૫. કોઈપણ અંકસ્થાનને ઉતરતા અંકસ્થાનનું રૂપ આપવું હોય, અથવા ભારે અંકસ્થાનમાં ઉતરતું અંકસ્થાન કેટલીવાર સમાએલું છે, તે શોધી કાઢવું હોય, તો ઉતરતા અંકસ્થાન જેટલાં મીડાં તેની જમણી તરફ ચઢાવવાં. જેમકે ૫૧ લાખને સોનું રૂપ આપો. આમાં લાખથી સો (દશ હજાર. હજાર, સો) ત્રણ સ્થાન ઉતરતા છે. માટે ૫૧ના ઉપર ત્રણ મીડાં ચઢાવવાં. એટલે ૫૧૦૦૦ સો થયા.

૬. કોઈપણ અંકસ્થાનને ચઢતા અંકસ્થાનના અંકનું રૂપ આપવું હોય, તો જેટલા ચઢતા અંકસ્થાનનું રૂપ આપવું હોય તેટલાં સ્થળ જમણી તરફથી કાપી નાખવાં. જેમકે ૫૨૦૦૦ એકમને સોનું રૂપ આપો. આમાં એકમથી સો ( એકમ, દશક ) બે સ્થાન ચઢતા છે, માટે જમણી તરફથી બે સ્થળ કાપ્યાં, એટલે ૫૨૦ સો થયા.

૭. એકથી દસ સુધીમાં ૧,૩,૫,૭,૯. એ એકી સંખ્યા છે, માટે કોઈપણ સંખ્યાને છેડે એ આંકડા હોય, તો તેને એકી સંખ્યા કહેવી. જેમકે. ૭૧, ૮૩, ૮૫, ૯૭, ૧૦૯ વગેરે.

૮. એકથી દસ સુધીમાં ૨,૪,૬,૮,૧૦. એ બેકી સંખ્યા છે. માટે કોઈપણ સંખ્યાને છેડે ૨,૪,૬,૮,૦, હોય તો તેને બેકી સંખ્યા કહેવી. ૧૨, ૨૪, ૩૬, ૨૮, ૧૨૦ વગેરે.

૯. બે બેકી સંખ્યાનો સરવાળો બેકી આવે. જેમકે ૨+૪=૬

૧૦. બે એકી સંખ્યાનો સરવાળો બેકી આવે. જેમકે ૩+૫=૮

૧૧. એકી અને બેકી અથવા બેકી અને એકી સંખ્યાનો સરવાળો એકી આવે. જેમકે ૫+૨=૭; ૪+૫=૯.

૧૨. કોઈ સંખ્યામાં ૧૦, ૨૦, ૩૦ વગેરે પુરા દશક ઉમેરવા હોય, તો દશકમાં ૧, ૨, ૩ વગેરે ઉમેરવા; પણ જો તે રકમમાં દશક ન હોય તો તેની પહેલાં ૧, ૨, ૩ વગેરે લખવા. જેમકે ૧૫+૧૦=૨૫; ૩૭+૭૦=૧૦૭. ૫+૧૦=૧૫; ૭+૭૦=૭૭.

૧૩. ગુણ્ય જે જાતનો હોય તે જાતનો ગુણાકાર આવે. જેમકે ૫ કેરીની ૭ ઢગલીઓ છે તો કેટલી થઈ? ૫ કેરી×૭=૩૫ કેરી.

૧૪. ગુણક હંમેશાં સાદી સંખ્યા હોય છે. કારણ કે ગુણક તો કેટલા ગણા કરવાના છે તે બતાવે છે.

૧૫. ગુણ્ય અથવા ગુણક અથવા બંને જો શૂન્ય હોય, તો જવાબ પણ શૂન્ય આવે; કારણ કે શૂન્યની કંઈ કિંમત નથી. જેમકે ૦×૫=૦; ૫×૦=૦; ૦×૦=૦.

૧૬. જો કોઈ સંખ્યાને ૧૦, ૨૦, ૭૦, ૪૦૦, ૫૦૦૦. એવી કોઈ મીડાંવાળી રકમે ગુણવા હોય, તો મીડાં કાપી નાખતાં બાકી જે આંકડા રહે, તે વડે ગુણવા, અને જેટલાં મીડાં કાપ્યાં હોય

તેટલાં મીડાં જવાબમાં જમણા હાથ પર ચઢાવવાં. જેમકે ૨૩×૪,૦૦૦=૯૨,૦૦૦.

૧૭. કોઈ પણ રકમને ગુણકના એકમથી ગુણીએ, તો જવાબ એકમ આવે, અને જો તેને ગુણકના દશકથી ગુણીએ, તો જવાબ દશક આવે. એ પ્રમાણે આગળ પણ સમજવું. જેમકે ૫૨૩૭×૫=૨૬૧૮૫ એકમ. ૫૨૩૭૫×૫૦=૫૦=૨૬૧૮૫ દશક =૨૬૧૮૫૦. ૫૨૩૭×૫૦૦=૨૬૧૮૫ સો =૨૬૧૮૫૦૦

૧૮. જો એક વસ્તુની કિંમત આપી હોય અને તેવી ઘણી વસ્તુની કિંમત કાઢવી હોય તો ગુણાકાર કરવો. જેમકે એક ટેબલના ૧૭ રૂપીઆ તો ૫ ટેબલના કેટલા? ૧૭ રૂપીઆ×૫=૮૫ રૂપીઆ.

૧૯. ગુણ્ય અને ગુણક બંને એકી હોય તો ગુણાકાર એકી આવે. જેમકે ૭×૫ ૩૫.

૨૦. ગુણ્ય અથવા ગુણક અથવા બંને જો બેકી હોય તો ગુણાકાર બેકી આવે. જેમકે ૨×૩=૬. ૨×૪=૮.

૨૧. ગુણાકાર÷ગુણક=ગુણ્ય. ગુણાકાર÷ગુણ્ય=ગુણક.

ગુણ્ય×ગુણક=ગુણાકાર; ગુણક×ગુણ્ય=ગુણાકાર

૨૨. બે બેકી સંખ્યાની બાદબાકી બેકી આવે. જેમકે ૪−૨=૨.

૨૩. બે એકી સંખ્યાની બાદબાકી બેકી આવે. ૫−૩=૨.

૨૪. એકી અને બેકી અથવા બેકી અને એકી સંખ્યાની બાદબાકી એકી આવે જેમકે ૫-૨=૩; ૪=૩=૧.

૨૫. સરવાળા અને બાદબાકી હંમેશા એક જાતની વસ્તુનાજ થાય છે. જેમકે રૂપીઆ ને રૂપીઆનો સરવાળો કે બાદબાકી થાય; પણ રૂપીઆ ને આનો સરવાળો કે બાદબાકી થાય નહિ; કારણ કે એ એક જાતની વસ્તુ નથી.

૨૬. સરવાળામાં શૂન્ય ઉમેરીએ અથવા બાદબાકીમાંથી શૂન્ય બાદ કરીએ, તો જવાબમાં કંઈ ફેર પડે નહિ. કારણ કે શૂન્યની કંઇ કિંમત નથી. જેમકે ૫+૦=૫. ૫-૦=૫.

૨૭. અધિકાંક અને બાદ્યાંકમાં એકજ રકમ ઉમેરીએ અથવા બાદ કરીએ તો જવાબમાં કંઈ ફેર પડે નહિ. જેમકે ૫-૩=૨ (૫+૧)-(૩+૧)=૨, ૫-૩=૨=(૫-૧)-(૩-૧)=૨.

૨૮. સાદી સંખ્યા+સાદી સંખ્યા=સાદી સંખ્યા. જેમકે ૩+૫=૮ સાદી સંખ્યા-સાદી સંખ્યા=સાદી સંખ્યા. જેમકે ૮-૫=૩ વિશેષ સંખ્યા+વિશેષ સંખ્યા=વિશેષ સંખ્યા. ૩ રૂ.+૫રૂ.=૮ રૂ. વિશેષ સંખ્યા-વિશેષ સંખ્યા=વિશેષ સંખ્યા. ૮રૂ.-૫રૂ.=૩ રૂ.

૨૯. અધિકાંક અને બાદ્યાંકનો આંકડો સરખો હોય તો બાદબાકી શૂન્ય આવે. જેમકે ૫-૫=૦

૩૦. અધિકાંક-બાદ્યાંક (-ન્યૂનાંક)=બાદબાકી
અધિકાંક-બાદબાકી=બાદ્યાંક. બાદ્યાંક+બાદબાકી=અધિકાંક

૩૧. કોઈ સંખ્યામાંથી ૧૦, ૨૦, ૫૦ વગેરે પુરા દશક બાદ કરવા હોય તો દશકમાંથી ૧, ૨, ૫. વગેરે બાદ કરવા જેમકે ૩૫-૧૦=૨૫; ૭૦-૫૦=૨૦.

૩૨. બે સંખ્યાનો સરવાળો અને તેમાંની એક સંખ્યા આપી હોય, તો સરવાળામાંથી આપેલી રકમ બાદ કરવાથી બીજી રકમ આવશે. જેમકે બે સંખ્યાનો સરવાળો ૩૫ છે, અને તેમાંની એક સંખ્યા ૭ છે, તો બીજી કેટલી ? ૩૫-૭=૨૮ જવાબ.

૩૩. કોઈ એક સંખ્યા કોઈ બીજી સંખ્યા કરતાં કેટલી વધારે અથવા ઓછી છે ? જેમકે ૭ એ ૫થી કેટલી વધારે છે ? ૫ એ ૭ થી કેટલી ઓછી છે ?

કોઈ એક સંખ્યા કોઇ બીજી સંખ્યા કરતાં કેટલી મોટી અથવા નાની છે? જેમકે ૭ એ ૫થી કેટલી મોટી છે? ૫ એ ૭થી કેટલી નાની છે?

કોઇ એક સંખ્યામાંથી કેટલા બાદ કરીએ તો બીજી આપેલી સંખ્યા આવે? જેમકે ૭માંથી કેટલા બાદ કરીએ તો ૨ આવે? કોઇ એક સંખ્યામાં કેટલા ઉમેરીએ તો આપેલી સંખ્યા આવે? જેમકે ૫ માં કેટલા ઉમેરીએ તો ૭ આવે?

આવા સવાલોનો જવાબ કાઢવાને આપેલી મોટી રકમમાંથી નાની રકમ બાદ કરવી.

૩૪. ભાજ્ય અને ભાજક બંને સાદી સંખ્યા હોય, તો ભાગાકાર સાદી સંખ્યા આવે જેમકે ૩૫÷૭=૫ સાદી સંખ્યા. માટે સાદી સંખ્યા÷સાદી સખ્યા=સાદી સંખ્યા.

૩૫ ભાજ્ય અને ભાજક બંને વિશેષ સંખ્યા હોય, તોપણ ભાગાકાર સાદી સંખ્યા આવે. જેમકે ૩૫ રૂપીઆમાંથી ૭ રૂપીઆ જેવડા કેટલા ભાગ પડે? ૫ સાદી સંખ્યા. માટે વિશેષ સંખ્યા ÷વિશેષ=સાદી સંખ્યા.

૩૬. જો ભાજ્ય વિશેષ સંખ્યા હોય અને ભાજક સાદી સંખ્યા હોય, તો ભાગાકાર વિશેષ સંખ્યા આવે જેમકે ૩૫ રૂપીઆના ૫ ભાગ કરો. ૭ રૂપીઆ. માટે વિશેષ સંખ્યા÷સાદી સંખ્યા= વિશેષ સંખ્યા.

૩૭. સાદી સંખ્યાને વિશેષ સંખ્યાથી કદી ભગાય નહિ. જેમકે ૩૫ને ૭ રૂપીઆથી ભાગો એમ કદી બોલાયજ નહિ. માટે સાદી સંખ્યા÷વિશેષ સંખ્યા=એમ કદી બોલાયજ નહિ.

૩૮. જો કોઇ સંખ્યાને ૧૦, ૨૦, ૪૦૦, ૫૦૦૦ એવી કોઇ મીંડા-

વાળી રકમે ભાગવા હોય, તો ભાજકને છેડે જેટલાં મીંડા હોય, તેટલા આંકડા ભાજ્યના જમણા હાથ તરફથી કાપી નાખવા, અને ભાજકમાંથી છેડાપરનાં મીંડા કાઢી નાખવાં, પછી ભાજ્યના કાપાની ડાબા હાથ તરફની સંખ્યાને મીંડા વગરના ભાજકથી ભાગવો જે જવાબ આવે તે ભાગાકાર સમજવો, અને જે શેષ રહ્યા હોય તેની જોડે ભાજ્યના કાપાની જમણી તરફના કાપી નાખેલા આંકડા લખવા, એટલે ખરો શેષ આવશે. જેમકે ૭૬૫૪.૩૨૧÷૯,૦૦૦. આ દાખલામાં ભાજકમાં છેડાપર ત્રણ મીંડાં છે, માટે ભાજ્યના જમણા હાથ પરથી ૩ આંકડા ૩૨૧ કાપી નાખવા એટલે ૭૬૫૪ રહે, અને પછી ભાજક ૯૦૦૦ના છેડા પરના ત્રણ મીડાં કાઢી નાખવાં એટલે ૯ આવે. પછી ૭૬૫૪ને ૯થી ભાગવા એટલે ભાગાકાર ૮૫૦ આવે, ને ૪ શેષ રહે, તેની જોડે ભાજ્યના કાપી નાખેલા આંકડા ૩૨૧ લખવાથી ખરો શેષ ૪૩૨૧ આવે.

૩૯. ભાજક જેટલો અથવા ભાજક કરતાં વધારે શેષ કદી વધે નહિ.

૪૦. ભાજ્ય અને ભાજકને એકજ રકમે ગુણીએ અથવા ભાગીએ તો ભાગાકારમાં કંઈ ફેર પડે નહિ. જેમકે ૩૫÷૭=૫ હવે (૩૫×૩) ÷(૭×૩)=૫. (૧૦૫÷૩)÷(૨૧÷૩)૫.

૪૧. જો ઘણી વસ્તુની કિંમત આપી હોય અને એક વસ્તુની કિંમત કાઢવી હોય તો ભાગાકાર કરવો. જેમકે ૫ ટેબલના ૮૫ રૂપીઆ તો ૧ ટેબલનું શું ? ૮૫÷૫=૧૭ રૂપીઆ.

૪૨. ભાગાકારમાં નવ કરતાં વધારે અંકથી ભાગ ચાલે નહિ.

૪૩. ભાજ્યને શૂન્યે ભાગીએ તો ભાગાકાર અનંત આવે.

૪૪. (ભાજ્ય-શેષ)÷ભાજક=ભાગાકાર(ભાજ્ય-શેષ)÷ભાગાકાર=ભાજક (ભાગકાર×ભાજક+શેષ)=ભાજ્ય.(ભાજક×ભાગાકાર+શેષ)=ભાજ્ય

૪૫. બે સંખ્યાનો ગુણાકાર અને તેમાંની એક સંખ્યા આપી હોય અને બીજી શોધી કાઢવી હોય તો ગુણાકારને આપેલી સંખ્યાએ ભાગવા. જેમકે બે સંખ્યાનો ગુણાકાર ૩૫ છે, અને તેમાંની એક રકમ ૫ છે, તો બીજી કેટલી ? ૩૫÷૫=૭.

૪૬. બાદબાકી સરવાળાથી ઉલટી છે, તેમ ભાગાકાર ગુણાકારથી ઉલટા છે.

૪૭. કોઈ પણ સંખ્યાને એકે ગુણીએ અથવા ભાગીએ તો જવાબ તેની તેજ સંખ્યા આવે. જેમકે ૩૨૭×૧=૩૨૭. ૩૨૭÷૧=૩૨૭.

૪૮. જો કોઈ દાખલામાં સરવાળા, બાદબાકી, ગુણાકાર ભાગાકાર વગેરે ચિહ્નો વપરાયાં હોય, તો પહેલાં ભાગાકારના ચિહ્નથી જોડાએલી રકમોનો ભાગાકાર કરી તેની એક રકમ બનાવવી, પછી ગુણાકારના ચિહ્નથી જોડાએલી રકમોનો ગુણાકાર કરી તેની એક રકમ બનાવવી, પછી જેટલી સરવાળાની રકમ હોય તેનો સરવાળો કરવો અને જેટલી બાદ કરવાની રકમ હોય તેનો સરવાળો કરવો, પછી સરવાળામાંથી બાદબાકીનો સરવાળો બાદ કરવો.

સૂચના:—પહેલી રકમને વત્તાની એટલે સરવાળાની રકમ સમજવી.

જેમકે ૧૨+૧૪÷૭×૩−૧૫×૨૭÷૯+૫૩−૭

૧૨+(૧૪÷૭)×૩−૧૫×(૨૭÷૯)+૫૩−૭

૧૨+૨×૩−૧૫×૩+૫૩−૭

૧૨+(૨×૩)−(૧૫×૩)+૫૩−૭

૧૨+૬−૪૫+૫૩−૭

(૧૨+૬+૫૩)=૭૧−(૪૫+૭)=૧૯ જવાબ.

૪૯. સરખા તફાવતવાળી સંખ્યાઓનો સરવાળો કરવો હોય, તો પહેલાં બે છેડા પરની સંખ્યાઓનો સરવાળો કરવો, પછી એ સરવાળાને તે સંખ્યાઓમાંની જેટલી રકમો હોય, તેટલા અંકથી ગુણવો, ને ગુણાકારને ૨ થી ભાગવો. જેમકે ૨+૫+૮+૧૧+૧૪ એ સંખ્યાઓ સરખા તફાવતવાળી છે, એનો સરવાળો કરવો હોય. તો બે છેડાપરની સંખ્યા ૨ અને ૧૪નો સરવાળો ૧૬ આવે; પછી ૨થી ૧૪ સુધીમાં ૫ રકમો છે, માટે ૧૬ને ૫થી ગુણવા એટલે ૧૬×૫=૮૦ આવે, તેને ૨થી ભાગવા એટલે ૮૦÷૨=૪૦ જવાબ.

૫૦. જો કોઈ બે સંખ્યાના સરવાળાનો જવાબ આપ્યો હોય અને તેજ બે સંખ્યાની બાદબાકીનો જવાબ આપ્યો હોય, તો બંને જવાબનો સરવાળો કરી ૨ વડે ભાગવાથી મોટી સંખ્યા આવશે, અને બંને જવાબની બાદબાકી કરી ૨ વડે ભાગવાથી નાની સંખ્યામાં આવશે. જેમકે બે સંખ્યાનો સરવાળો ૮ છે, અને તેજ બે સંખ્યાની બાદબાકી ૨ છે, તો તે સંખ્યાઓ કઈ? ૮+૨=૧૦ બંને જવાબનો સરવાળો આવ્યો તેને ૨ થી ભાગ્યા ૧૦÷૨=૫ મોટી સંખ્યા. ૮−૨=૬ બંને જવાબની બાદબાકી આવી તેને ૨થી ભાગ્યા ૬÷૨=૩ નાની સંખ્યા

---

છગનલાલ મોતીરામ શાહ કૃત.

: બીજા ધોરણ માટે :

# અંકગણિતનાં મનોયત્ન ભા. ૧

## મનોયત્ન ૧. સંખ્યા લેખન.

(૧) સત્તર, ઓગણત્રીસ, પચીસ, ઓગણચાળીસ, તેત્રીસ. આડત્રીસ.

(૨) ચાળીસ, સુડતાળીસ, બાવન, છપ્પન, એકસઠ. અગણોતેર.

(૩) બોત્તેર, ઓગણએંસી, બાણું, પંચાણું, સત્તાણું. નેવ્વાણું.

(૪) બસો બાર, ચારસો તેત્રીસ, ત્રણસો બાવન, એકસો સાઠ.

(૫) સાતસો પાંચ, ત્રણસો સાત, છસો અગિઆર, બસો એક.

(૬) નવસો નેવ્વાણું, આઠસો બે, ચારસો બાત્રીસ, પાંચસો સાત

(૭) આઠસો, છસો નવ, સાતસો આઠ, એકસો વીસ.

(૮) પાંચસો સુડતાળીસ, ચા સો, સો, નવસો ત્રીસ, બસો.

(૯) સવા પાંચસો, સવા આઠસો, સવા સાતસો, સવા ત્રણસો.

(૧૦) સાડી ત્રણસો, અઢીસો, સાડી પાંચસો, દોઢસો, સાડી સાતસો.

(૧૧) પોણી બસો, પોણી ચારસો, પોણો સો, પોણી પાંચસો.

(૧૨) સવા બસો, દોઢસો, પોણી આઠસો, ત્રણસો પચાસ, સાડી ત્રણસો.

(૧૩) એક, બે અને ત્રણ આંકડાની સૌથી નાની અને સૌથી મોટી રકમ લખો.

(૧૪) ૨,૩,૪; ૩,૪,૫; ૫,૦,૬; ૬,૦,૮; ૭,૨,૮; ૭,૨,૧. એમાંના દરેક ત્રણ ત્રણ આંકડાઓ વડે સૌથી નાની અને સૌથી મોટી રકમ લખો.

(૧૫) ૧,૨,૨; ૨,૩,૪; ૪,૫,૦; ૫,૦,૮; ૬,૦,૭. એમાંના દરેક ત્રણ ત્રણ આંકડાઓની જેટલી જુદી જુદી રકમો બને તેટલી બનાવો.

(૧૬) ૬,૧,૭; ૭,૨,૨; ૨,૨,૫. એમાંના દરેક ત્રણ ત્રણ આંકડાઓની જેટલી જુદી જુદી રકમો બને તેટલી બનાવો, ને તેમને ચઢતા ક્રમમાં ગોઠવો. (પહેલાં સૌથી નાની, તેના નીચે તેનાથી મોટી એ પ્રમાણે ગોઠવો.

(૧૭) ૧,૨,૨; ૨,૩,૪; ૪,૫,૦; ૫,૦,૮; ૬,૦,૭. એમાંના દરેક ત્રણ ત્રણ આંકડાઓની જેટલી જુદી જુદી રકમો બને તેટલી બનાવો, ને તેમને ચઢતા ક્રમમાં ગોઠવો. (પહેલાં સૌથી નાની, તેની નીચે તેનાથી મોટી એ પ્રમાણે ગોઠવો.)

(૧૮) ૬,૭,૮; ૭,૮,૯; ૮,૯,૧. એમાંના દરેક ત્રણ ત્રણ આંકડાઓથી જેટલી બને તેટલી જુદી જુદી રકમો બનાવો. ને તેમને ઉતરતા ક્રમમાં ગોઠવો. (પહેલાં સૌથી મોટી, તેની નીચે તેનાથી નાની એ પ્રમાણે ગોઠવો.)

(૧૯) ૧૮ મા દાખલાની બનેલી રકમોને ચઢતા ક્રમમાં ગોઠવો.

(૨૦) સાત, ઓગણાએંસી, પાંચસો, ત્રણસો સાઠ, એને

એકેકની નીચે લખો.

(૨૧) અઢીસો, પોણાસો, નવ અને સાતસો એને એકેકની નીચે લખો.

(૨૨) દોઢસો, સવા આઠસો, પોણી નવસો, ઓગણચાળીસ. એને એકેકની નીચે લખો.

(૨૩) આઠ, સાતસો ત્રણ, બસો ઓગણપચાસ, નેવ્યાસી એને એકેકની નીચે લખો.

## અભ્યાસ ૨. સંખ્યા લેખન.

નીચે આપેલી રકમોને આંકડામાં લખો.

(૧) એક હજાર બસો ચોત્રીસ.

(૨) બે હજાર ત્રણસો પીસ્તાળીસ.

(૩) ત્રણ હજાર ચારસો છપ્પન.

(૪) ચાર હજાર પાંચસો પાંસઠ.

(૫) પાંચ હજાર છસો દ્દોતેર.

(૬) સાત હજાર બસો ચોપન.

(૭) એક હજાર તેત્રીસ. (૮) છ હજાર બસો ત્રણ.

(૯) સાત હજાર ત્રણસો ત્રીસ.

(૧૦) બાર હજાર ત્રણસો પીસ્તાળીસ.

(૧૧) એકવીસ હજાર ત્રણસો ચોપન.

(૧૨) પીસ્તાળીસ હજાર ત્રણસો એકવીસ.

(૧૩) ૬૫ હજાર ચારસો આઠ

(૧૪) તેપન હજાર ચારસો બાર.

(૧૫) પંદર હજાર ઓગણત્રીસ.
(૧૬) છત્રીસ હજાર ત્રણસો ચાર.
(૧૭) નવ હજાર બે. (૧૮) બાર હજાર પાંચ.
(૧૯) વીસ હજાર બે. (૨૦) ત્રીસ હજાર ઓગણાએંસી.
(૨૧) એકાવન હજાર છસો સાઠ (૨૨) નેવ્યાસી હજાર ચૌદ.
(૨૩) અગણોતેર હજાર અગણોતેર.
(૨૪) સાઠ હજાર. (૨૫) નેવું હજાર ત્રણ.
(૨૬) પીસ્તાળીસ હજાર આઠસો બોત્તેર.
(૨૭ તેત્રીસ હજાર આઠસો.
(૨૮) સડસેઠ હજાર નવ. (૨૯) સિત્તેર હજાર સાત.
(૩૦) એક લાખ તેત્રીસ હજાર બસો ચોપન.
(૩૧) પાંચ લાખ તેપન હજાર છસો એકાણું.
(૩૨) પાંચ લાખ અગણોતેર હજાર એકસો ઓગણચાળીસ.
(૩૩) બાર લાખ તેત્રીસ હજાર એકસો ચોત્રીસ.
(૩૪) પંચાવન લાખ એકત્રીસ હજાર છ.
(૩૫) સાડત્રીસ લાખ બે હજાર એક.
(૩૬) છન્નુ લાખ નવ હજાર બસો ત્રણ.
(૩૭) ચુંમોત્રીસ લાખ સો બાર.
(૩૮) નેવ્યાસી લાખ નેવ્યાસી. (૩૯) સિત્તેર લાખ ત્રણ.
(૪૦) નવાણું હજાર નવસો નવાણું.
(૪૧) તોન્તેર લાખ બાવીસ હજાર ઓગણસાઠ.
(૪૨) એક કરોડ બોન્તેર લાખ બાવીસ હજાર ઓગણસાઠ.
(૪૩) એક કરોડ પચીસ લાખ ત્રીસ હજાર ત્રીસ.
(૪૪) નવ કરોડ બાણું હજાર બાણું.

(૪૫) સાત કરોડ સવા પાંચસો. (૪૬) છ કરોડ સોળ.
(૪૭) ચાર કરોડ ચાર. (૪૮) આઠ કરોડ બારસો પાંચ.
(૪૯) ત્રણ કરોડ.(૫૦) ચાર કરોડ ને પોણુાસો.

## મનોયત્ન ૩ સંખ્યા વાંચન.

નીચે આપેલી સંખ્યાઓને વાંચો, ને શબ્દમાં લખો.

| | | | | |
|---|---|---|---|---|
| (૧) | ૫૩૩, | ૬૫૯, | ૭૮૯, | ૮૦૪. |
| (૨) | ૪૭૦, | ૪૦૭, | ૭૦૪, | ૭૪૦. |
| (૩) | ૪૩૨૧, | ૨૭૧૨, | ૩૬૧૩, | ૬૭૮૦. |
| (૪) | ૭૯૬૬, | ૫૬૦૭, | ૬૦૦૩, | ૭૯૦૦. |
| (૫) | ૪૯૯૯, | ૩૦૬૫, | ૬૦૦૨, | ૬૭૮૦. |
| (૬) | ૭૪૦૫, | ૪૭૦૫, | ૫૦૭૪, | ૬૦૦૦. |
| (૭) | ૧૫૧૭૮, | ૬૧૬૨૯, | ૭૭૬૮૧, | |
| (૮) | ૨૪૧૦૮, | ૫૨૦૧૫, | ૩૪૦૦૯, | |
| (૯) | ૭૩૦૦૨, | ૬૦૦૦૬, | ૯૧૦૦૪, | |
| (૧૦) | ૮૩૬૫૪, | ૭૦૦૦૨, | ૬૦૧૪૫, | |
| (૧૧) | ૨૩૦૦૫૦, | ૩૦૦૧૮૬, | ૯૦૦૦૦૯, | |
| (૧૨) | ૬૨૦૦૩૯, | ૮૦૫૦૮૯, | ૬૧૦૩૦૨. | |
| (૧૩) | ૫૦૪૩૨૧, | ૪૫૬૭૮૯, | ૯૦૦૭૦૪. | |
| (૧૪) | ૨૦૧૦૦, | ૨૧૩૦૦૪, | ૨૦૩૦૭૦. | |
| (૧૫) | ૭૦૦૧૨, | ૯૨૦૦૪, | ૮૦૦૦૦૮. | |
| (૧૬) | ૧૬૧૬૧૬૦, | ૨૪૪૯૭૦૮, | ૩૫૦૦૭૦૨. | |
| (૧૭) | ૪૦૪૦૪૦૪, | ૫૨૦૦૦૩૯, | ૬૦૦૭૦૦૦. | |

(૧૮) ૩૦૦૦૧૨૪, ૪૦૦૦૦૧૭, ૮૦૫૦૦૦૯.
(૧૯) ૭૨૨૪૦૫૯, ૭૯૦૪૨૭૮, ૩૦૫૭૦૨૯.
(૨૦) ૧૨૭૩૭૦૫, ૨૪૬૨૦૦૦, ૯૯૯૯૯૯૯.
(૨૧) ૭૦૦૦૦૦૨, ૮૦૦૦૦૪૯, ૩૦૦૫૦૬૯.
(૨૨) ૧૨૩૪૫૬૭૮, ૯૧૨૩૪૫૬૭, ૮૯૦૧૨૩૪૫.
(૨૩) ૬૦૭૦૮૦૯૦, ૫૦૦૮૦૦૬૯, ૩૦૦૦૫૦૭૯.
(૨૪) ૧૦૦૦૦૬૮૯, ૨૦૦૦૦૦૯૦, ૯૦૦૦૦૦૦૧.
(૨૫) ૧૦૦૦૦૦૦૦, ૧૦૦૧૦૧૦૧, ૨૦૨૦૨૦૨૦.

## સંખ્યા લેખન

નીચેની સંખ્યાઓ આંકડામાં લખો.

(૨૬) ચાર આંકડાની નાનામાં નાની રકમ લખો.
(૨૭) ચાર આંકડાની મોટામાં મોટી સંખ્યા લખો.
(૨૮) પાંચ આંકડાની નાનામાં નાની સંખ્યા લખો.
(૨૯) પાંચ આંકડાની મોટામાં મોટી રકમ લખો.
(૩૦) છ આંકડાની નાનામાં નાની સંખ્યા લખો.
(૩૧) છ આંકડાની મોટામાં મોટી સંખ્યા લખો.
(૩૨) સાત આંકડાની મોટામાં મોટી સંખ્યા લખો.
(૩૩) સાત આંકડાની નાનામાં નાની રકમ લખો.
(૩૪) આઠ આંકડાની નાનામાં નાની રકમ લખો.
(૩૫) આઠ આંકડાની મોટામાં મોટી સંખ્યા લખો.

---

## મનોયત્ન ૪ સંખ્યાના અંકોનું રૂપાંતર.

(૧) ૩ હજારને દશકનું રૂપ આપો.

(૨) ૬ હજારને દશકનું રૂપ આપો.
(૩) ૭ હજારને સોનુ રૂપ આપો.
(૪) ૯ હજારને સોનું રૂપ આપો.
(૫) ૧૯ હજારને સોનું રૂપ આપો.
(૬) ૩૯ હજારને એકમનું રૂપ આપો.
(૭) ૪ હજારને એકમનું રૂપ આપો.
(૮) ૨૭ હજારને દશકનું રૂપ આપો.
(૯) ૯૯ હજારને સોનું રૂપ આપો.
(૧૦) ૩૪ હજારને એકમનું રૂપ આપો.
(૧૧) ૩૪ હજારને દશકનું રૂપ આપો.
(૧૨) ૩૪ હજારને સોનું રૂપ આપો.
(૧૩) ૫ લાખને દશકનું રૂપ આપો.
(૧૪) ૩ લાખને સોનું રૂપ આપો.
(૧૫) ૭ લાખને હજા ને રૂપ આપો.
(૧૬) ૫ લાખ ૨ હજારને દશકનું રૂપ આપો.
(૧૭) ૩ લાખ ૧૨ હજા ને દશકનું રૂપ આપો.
(૧૮) ૭ લાખ ૨ સોને દશકનું રૂપ આપો.
(૧૯) ૯ લાખ ૭ હજારને સોનું રૂપ આપો.
(૨૦) ૫ લાખ ૧૪ હજા ને હજારનું રૂપ આપો.
(૨૧) ૫૦ લાખને એકમનું રૂપ આપો.
(૨૨) ૨૩ લાખને સોનું રૂપ આપો.
(૨૩) ૩૭ લાખને હજા નું રૂપ આપો.
(૨૪) ૧ કરોડને લાખનું રૂપ આપો.

(૨૫) ૫ કરોડને હજારનું રૂપ આપો.
(૨૬) ૨૬૭૮ માં સો કેટલા અને દશક કેટલા?
(૨૭) ૫૬૭૮૯ માં દશક કેટલા અને સો કેટલા?
(૨૮) ૨૬મા તથા ૨૭મા દાખલામાં હજાર કેટલા છે?
(૨૯) ૬૨૮ દશકમાં સો [illegible] જાર કેટલા?
(૩૦) ૭૬૨૩૪ સો એમાં હજાર કેટલા? લાખ કેટલા?
(૩૧) ૧ કરોડ એમાં લાખ કેટલા? સો કેટલા?
(૩૨) ૯ કરોડ રૂપીઆમાંથી દસ દસની કેટલી નોટો આવશે?
(૩૩) ૩૪ લાખ રૂપીઆમાંથી સોની કેટલી નોટ આવે? હજારની કેટલી નોટ આવે?

## મનોયત્ન ૫. સંખ્યાના અંકોની સ્થાનિક કિંમત.

(૧) ૧૭, ૭૧, ૧૯, ૯૧, ૮૧. એ રકમોમાં ૧ની સ્થાનિક કિંમત કહો.
(૨) ૨૧, ૪૨, ૨૬, ૨૯, ૭૨. ,, ૨ ,, ,,
(૩) ૬૩, ૩૯, ૧૩, ૩૪, ૩૭. ,, ૩ ,, ,,
(૪) ૪", ૮૪, ૬૪, ૪૯, ૪૦. ,, ૩ ,, ,,
(૫) ૫૨, ૨૫, ૬૫, ૭૫, ૫૯. ,, ૫ ,, ,,
(૬) ૩૦૧, ૪૩૧, ૫૧૩, ૩૪૭. ,, ૬ ,, ,,
(૭) ૭૦૯, ૮૧૭, ૪૭૯, ૭૬૮. ,, ૭ ,, ,,
(૮) ૪૮૬૫, ૮૬૧૯, ૫૦૮૧, ૬૨૧૮ ,, ૮ ,, ,,
(૯) ૨૩૪૫૯, ૧૨૩૯૪, ૧૨૯૩૪, ૧૯૨૩૪, ૯૧૨૩૪, એ રકમોમાં ૯ની સ્થાનિક કિંમત કહો.

(૧૦) ૨૧૧૩૪૧ એ રકમમાં દરેક ૧ની સ્થાનિક કિંમત કહો.
(૧૧) ૩૦૮૯૪૦૩ના દરેક અંકની સ્થાનિક કિંમત કહો.
(૧૨) ૧૨૧૫, ૧૬૪૮ એ દરેક સંખ્યાને બે જુદી જુદી રીતે શબ્દમાં લખો.
(૧૩) સાત આંકડાની અને આઠ આંકડાની સૌથી નાની અને સૌથી મોટી રકમ શબ્દમાં લખો
(૧૪ ૧૩ મા દાખલાના જવાબ આંકડામાં લખો.
(૧૫) સાત આંકડાની મોટામાં મોટી રકમના દરેક અંકની કિંમત જુદી લખો.

## મનોયત્ન ૬ મોઢેના સરવાળા

(૧) ૧+૧, ૧+૨, ૧+૩, ૧+૪, ૧+૫, ૧+૬, ૧+૭ ૧+૮ ૧+૯, ૧+૧૦.
(૨) ૨+૨, ૨+૩, ૨+૪, ૨+૫, ૨+૬, ૨+૭, ૨+૮, ૨+૯, ૨+૧૦.
(૩) ૩+૩, ૩+૪, ૩+૫, ૩+૬, ૩+૭, ૩+૮, ૩+૯, ૩+૧૦.
(૪ ૪+૪, ૪+૫, ૪+૬, ૪+૭, ૪+૮, ૪+૯, ૪+૧૦.
(૫) ૫+૫, ૫+૬, ૫+૭, ૫+૮, ૫+૯, ૫+૧૦.
(૬) ૬+૬, ૬+૭, ૬+૮, ૬+૯, ૬+૧૦.
(૭) ૭+૭, ૭+૮, ૭+૯, ૭+૧૦.
(૮) ૮+૮, ૮+૯, ૮+૧૦. ૯+૯, ૯+૧૦.

ઉપરના દાખલામાં જમણા હાથ તરફની રકમમાં ડાબા હાથ તરફની રકમ ઉમેરી જવાબ મોઢેથી કહો.

સૂચના—ઉપરના દરેક દાખલા પદાર્થો વડે સમજવા. વળી દરેકનો પહેલો દાખલો કરતા વખતે "દુ" ભણવા, ને છેલ્લો કરતી વખતે મીંડાને બદલે આગળ આપેલી સંખ્યા લખવી.

(૯) ૧૧+૧૧, ૧૨+૧૨, ૧૩+૧૩, ૧૪+૧૪, ૧૫+૧૫.
૧૬+૧૬, ૧૭+૧૭, ૧૮+૧૮, ૧૯+૧૯, ૨૦+૨૦.

(૧૦) ૫+૫૦, ૬+૬૦, ૭+૭૦, ૮+૮૦, ૯+૯૦.

(૧૧) ૨+૩૦, ૩+૪૦, ૪+૫૦, ૭+૬૦, ૯+૨૦.

(૧૨) ૪ માં ૫, ૧૫, ૨૫, ૩૫, ૪૫, ૫૫, ૬૫, ૭૫ ૮૫, ૯૫, વારાફરતી ઉમેરો.

(૧૩) ૩ માં ૪, ૧૪, ૨૪, ૩૪, ૪૪, ૫૪, ૬૪, ૭૪, ૮૪, ૯૪, વારાફરતી ઉમેરો.

(૧૪) ૬ માં ૮, ૧૮, ૨૮, ૩૮, ૪૮, ૫૮ ૬૮, ૭૮, ૮૮, ૯૮, વારાફરતી ઉમેરો.

(૧૫) ૭ માં ૯, ૧૯, ૨૯, ૩૯, ૪૯, ૫૯, ૬૯, ૭૯, ૮૯, ૯૯, વારાફરતી ઉમેરો.

---

(૧૬) ૧૨+૧૦, ૮+૧૮, ૪+૬, ૬+૧૦, ૧૦+૧૦.

(૧૭) ૭+૩, ૯+૫, ૫+૩, ૧+૯, ૩+૧૧,

(૧૮) ૨+૩, ૪+૫, ૫+૬, ૬+૭, ૭+૮, ૩+૨, ૫+૪, ૬+૫.

નીચે આપેલા ૧૯-૨૦ દાખલામાં બે બે સરવાળા છે, તે બેમાં શું તફાવત છે, અને તેમના જવાબમાં શું તફાવત છે તે પર ધ્યાન આપવું.

(૧૯) ૩+૨+૩+૨ અને ૪+૪+૪
(૨૦ ૪+૪+૪+૪+૪ અને ૫+૫+૫+૫.
(૨૧) ૫+૪+૨+૨+૧ ૪+૨+૨+૧+૫
(૨૨) ૨+૨+૧+૫+૪ ૧+૨+૩+૪+૫.

ઉપરના ૨૧-૨૨ દાખલાના જવાબ પરથી માલમ પડે છે કે સરવાળા કરવાની સંખ્યાઓ ગમે તે ક્રમમાં લખવાથી જવાબમાં કાંઈ ફેર પડતો નથી.

(૨૩) *મારી પાસે ચાર પાઈ છે, તેમાં ત્રણ પાઈ નાખું તો કેટલી થાય?
(૨૪) મારા ડગલાને ૫ બટન છે, ને પહેરણને ૩ બટન છે. તો બધું મળી કેટલાં બટન થયાં?
(૨૫ મારી પાસે ૨ ચોપડી હતી, ને બીજી ૭ ચોપડીઓ લાવ્યો ત્યારે બધું મળી કેટલી ચોપડીઓ થઈ?
(૨૬) ૮ પૈસાની જુની ચોપડી લઇ ૪ પૈસા આપી બંધાવી તો એ ચોપડી કેટલે પડી?
(૨૭) ૭ પૈસાની સ્લેટ લાવીને ૩ પૈસા આપી ચાપડાં જડાવ્યાં ત્યારે એ સ્લેટ કેટલે પડી?
(૨૮) બાપાએ ચાર પૈસા આપ્યા, મોટા ભાઇએ ત્રણ પૈસા આપ્યા ને માએ એક પૈસો આપ્યો તો મારી પાસે કેટલા પૈસા થયા?

*આ દાખલાનો જવાબ "૭" લખીએ તો ખોટો ગણાય, માટે જવાબ "૭ પાઇ" એ પ્રમાણે લખવો. એવા બીજા દાખલાઓમાં વિચારીને જવાબ લખવો. કારણ કે પાઈ ને પાઇનો સરવાળો પાઈ આવે.

(૨૯) આઠ પૈસાની સ્લેટ, બે પૈસાની પેન્સિલ અને આઠ પૈસાનો બીજા ધોરણનો "મુખગણિત શિક્ષક" લેવા મારી પાસે કેટલા પૈસા જોઇએ?

(૩૦) હાલમાં મારી ઉંમર આઠ વરસની છે, તો પાંચ વરસ પછી કેટલી થશે. અને સાત વરસ પછી કેટલી થશે?

(૩૧) મારી ઉંમર ૮ વરસની છે, ને મારો મોટો ભાઈ મારા કરતાં ૬ વરસે મોટો છે, તો તેની ઉંમર કેટલી?

(૩૨) મારી પાસે ૬ પૈસ છે, ને મારા ભાઈ પાસે મારા કરતાં બે પૈસા વધારે છે, તો અમારા બંને ભાઈના મળીને કેટલા પૈસા થશે?

(૩૩) મેં ૪ પૈસાનું ખાવાનું લીધું, મારા ભાઇએ મારા કરતાં ૨ પૈસાનું વધારે ખાવાનું લીધું, ને મારી બેન મારા ભાઈ કરતાં ૪ પૈસાનું વધારે ખાવાનું લીધું તો બધું મળી ખાવાનાવાળાને કેટલા પૈસા આપવા પડશે?

(૩૪) મેં ૪ પૈસા ફીના આપ્યા, પછી મારી પાસે ૮ પૈસા રહ્યા ત્યારે મારી પાસે પહેલાં કેટલા પૈસા હશે?

(૩૫) ૧૧ પૈસાની બીજી ચોપડી લીધી, હજી મારી પાસે ૩ પૈસા છે ત્યારે હું ઘેરથી કેટલા પૈસા લઈ નીકળેલો?

(૩૬) સવારે ૧૫મો નંબર પુરાવ્યો ને સાંજે પાંચમો નંબર પુરાવ્યો ત્યારે આખા દિવસના કેટલા નંબર થયા?

(૩૭) એક સંખ્યામાંથી ૩ કાઢી લીધા પછી ૩ બાકી રહે છે, ત્યારે તે સંખ્યા કઇ?

(૩૮) મેં ૧૨ પૈસાનો બીજી ચોપડીનો "ડિકટેશન શિક્ષક" ૮ પૈસાનો બીજા ધોરણનો "મુખગણિત શિક્ષક" લીધા પછી બુકસેલરે મને ૪ પૈસા પાછા આપ્યા ત્યારે મેં બુકસેલરને શું આપ્યું હશે?

(૩૯) કઈ રકમમાંથી ૭ કાઢી લઇએ તો ૫ બાકી રહે?

---

## મનોયત્ન ૭ સરવાળા

| (૧) | (૨) | (૩) | (૪) | (૫) |
|---|---|---|---|---|
| ૧૫ | ૩૩ | ૧૬ | ૨૭ | ૩૮ |
| ૨૩ | ૧૪ | ૧૮ | ૩૭ | ૪૮ |
| ૮ | ૧૭ | ૧૪ | ૪૭ | ૫૮ |
| ૧૨ | ૯ | ૧૨ | ૫૭ | ૬૮ |

| (૬) | (૭) | (૮) | (૯) | (૧૦) |
|---|---|---|---|---|
| ૩૬ | ૨૫ | ૨૨ | ૧૫ | ૧૫ |
| ૫૬ | ૧૫ | ૨૦ | ૩૪ | ૧૦ |
| ૧૬ | ૪ | ૨૬ | ૨૫ | ૫ |
| ૩ | ૧૪ | ૨ | ૮ | ૨૭ |

| (૧૧) | (૧૨) | (૧૩) | (૧૪) | (૧૫) |
|---|---|---|---|---|
| ૪૦ | ૨૧૫ | ૭૨૩ | ૨૨૦ | ૧૩૦ |
| ૬૪ | ૬૩૭ | ૯૪૬ | ૬૩૦ | ૨૦૭ |
| ૮૦ | ૮૯૨ | ૬૧૭ | ૧૪૦ | ૫૦૯ |
| ૯૨ | ૧૫ | ૯ | ૨૦ | ૧૧૩ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| (૧૬) | ૪૦૦ | (૧૭) | ૨૧૯ | (૧૮) | ૨૩૫ | (૧૯) | ૩ |
| | ૫૦૦ | | ૩૧૨ | | ૧૦૯ | | ૧૦૫ |
| | ૬૦૦ | | ૧૨૯ | | ૧૧ | | ૨૪ |
| | ૭૦૦ | | ૧૦૦ | | ૩ | | ૨૨૯ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| (૨૦) | ૭ | (૨૧) | ૭૯ | (૨૨) | ૪૨૪ | (૨૩) | ૧૭ |
| | ૧૩ | | ૪ | | ૪૦૨૪ | | ૪૦૩ |
| | ૨૦૮ | | ૯૦૩ | | ૫૯૨૪ | | ૮૦૦૫ |
| | ૮૯ | | ૭ | | ૩ | | ૯૦૨૯ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| (૨૪) | ૬૭૧૬ | (૨૫) | ૪૩૨૧ | (૨૬) | ૧૨૩૪ | (૨૭) | ૧૨૦૩ |
| | ૫૭૧૬ | | ૨૩૧ | | ૨૩૪૧ | | ૨૩૦૪ |
| | ૭૧૬ | | ૧૨ | | ૪૨૦૨ | | ૩૪૫૦ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| (૨૮) | ૬૦૦૦ | (૨૯) | ૧૪૮૦૧ | (૩૦) | ૫૪૩૨૧ | (૩૧) | ૧૦૦૦૯ |
| | ૯૦૦૦ | | ૧૦૮૪૧ | | ૭૬૮૯૧ | | ૯૦૦૦૧ |
| | ૫૦૦૦ | | ૮૪૧૦૫ | | ૨૩૪૫૬ | | ૮૩૦૦૫ |
| | ૭૦૦૦ | | ૧૩૦૯૦ | | ૭૮૯૧૦ | | ૫૦૧૩૪ |
| | | | | | ૧૦૦૫૩ | | ૭૦૦૦૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૩૨) | ૭૬૫૪૩ | (૩૩) | ૬ | (૩૪) | ૨૩૪૫ |
| | ૨૩૪૫ | | ૧૫ | | ૬ |
| | ૧૨૩ | | ૧૨૩ | | ૧૨૩ |
| | ૧૫ | | ૨૩૪૫ | | ૧૫ |
| | ૬ | | ૭૬૫૪૩ | | ૭૬૫૪૩ |

નીચેના દાખલાના સરવાળા આડી હારમાંજ રકમ માંડી કરો.

(૩૫) ૧+૨+૭+૫૧. (૩૬) ૬+૯+૧૫+૪૧૩.
(૩૭) ૧૧૨+૩+૮+૨૧૦. (૩૮) ૫૨+૧૧૭+૪૨+૭.
(૩૯ ૨૧૩+૭+૨+૧૩૦+૩૭૧૦. (૪૦) ૫૦૨૩+૭+૨૦૪.
(૪૧) ૨૩૨૦૦+૨૫૭૦૯+૧૩૧૪૦+૭૧૬૦૫+૧૦૦૦૦.
(૪૨) ૧૨૩૪૫+૪૦૪૦૩+૩૩૦૧૦+૧૨૦૧૦+૨૨૩૧.
(૪૩) ૭૫૩૦૬+૯૦૩૫૭+૩૦૦૫૩+૧૧૯૯૯.
(૪૪) ૧૩૭૫૦+૫૭૩૧+૧૩૦૯+૯૦૦૩૧.
(૪૫) ૧૦૩૫૦+૫૦૩૧૭+૯૦૦૧૦+૫૧૭૧૯.
(૪૬) ૬૫૪૩૨+૧૦૦૪૦+૧૦૦૦૫+૯૦૨૦૧+૧૨૩.
(૪૭) ૭+૩૭+૨૩૭+૫૨૩૭+૪૫૨૩૭.

---

(૪૮) ૧૬ ને પાંચ વખત એક બીજા નીચે લખી સરવાળો કરો, ને "સોળ પંચા" બોલી જવાબ સરખાવો.

(૪૯) સવાસો, સાડી ત્રણસો, અઢીસો અને પોણી છસોનો સરવાળો કરો.

(૫૦) એક નિશાળમાં ૫૩૭ છોકરા છે, બીજીમાં ૯૨૫ છે. ને ત્રીજીમાં ૭૬૩ છે, ત્યારે બધી નિશાળોમાં મળી કેટલા છોકરા હશે?

(૫૧) બે લાખ નવ હજાર છસો તેવીસ. સાત લાખ તેર હજાર બાર અને પાંચ લાખ બસો છ એ ત્રણ રકમનો સરવાળો કરો.

(૫૨) એક વાડીમાં ૪ આંબા છે, પહેલાપર ૬૪૨ કેરી છે,

બીજાપર ૪૨૫ છે, ત્રીજાપર ૫૫૮ છે, અને ચોથાપર પોણી નવસો કેરી છે, ત્યારે તે વાડામાં કેરીઓ કેટલી હશે ?

(૫૩) એક ચોપડીમાં બસો પાનાં છે. બીજીમાં સવાસો, ત્રીજીમાં દોઢસો, ને ચોથીમાં પોણાસોમાં પાંચ પાનાં ઓછાં છે, ત્યારે ચારે ચોપડીનાં કેટલાં પાનાં થયાં ?

(૫૪) મારે પાંચ માણસો પાસેથી દોઢસો દોઢસો રૂપીઆ લેવાના છે, ત્યારે મારૂં કુલ લેણું કેટલું થયું ?

(૫૫) પહેલે મહીને સવાસો, બીજે મહીને દોઢસો ને ત્રીજે મહીને સવા છસો રૂપીઆ મેં સાહુકારને આપ્યા, તોપણ ૧૦૦ રૂપીઆ મારે આપવાના રહ્યા ત્યારે મારે દેવું કેટલું ?

(૫૬) દર મહીને અઢીસે રૂપીઆ પ્રમાણે એક વરસનું સામટું ભાડું કેટલું ?

(૫૭) એક માણસે મરતી વખતે પોતાના બે છોકરામાંના દરેકને ૬૭૨૫, છોકરીને ૨૧૦૦ ને બૈરીને ૪૨૫૮ રૂપીઆ આપ્યા ત્યારે તેની પુંજી કેટલી હશે ?

(૫૮) એક માણસ વરસે ૬૩૭ રૂપીઆ ખરચ કરે છે, છતાં ૫૬૩ રૂપીઆ બચાવે છે ત્યારે તેની પેદાસ કેટલી હશે ?

(૫૯) ૩૦૦ રૂપીઆનો ઘોડો, બારસો રૂપીઆની ગાડી ને ૬૭૫ રૂપીઆનો તબેલો લીધો પછી એક માણસ

પાસે ૧૨૭૦૦ રૂપીઆ બાકી રહ્યા તો તેની અસલ પુંજી કેટલી?

(૬૦) એક આંબાને ૪ ડાળ છે. હરેક ડાળ પર ૩૦૯ કેરી છે, તો તે આંબા પર બધું મળી કેટલી કેરીઓ હશે?

(૬૧) આખા વરસમાં ૩૦ દિવસવાળા ૪ મહીના છે, ૩૧ દિવસવાળા ૭ મહીના છે, અને ૨૮ દિવસવાળો એકજ મહીનો છે, તો આખા વરસના દિવસ કેટલા?

## મનોયત્ન ૮. ગુણાકાર.

સૂચના:—આ મનોયત્નના ૯ દાખલા મોઢેથી કરવા માત્ર જવાબ સ્લેટપર માંડવો, દાખલાઓ પદાર્થ વડે સમજવા.

(૧) ૨×૨; ૨×૩; ૨×૪; ૨×૫; ૨×૬; ૨×૭; ૨×૮; ૨×૯; ૨×૧૦;

(૨) ૩×૩, ૩×૪; ૩×૫; ૩×૬; ૩×૭; ૩×૮; ૩×૯; ૩×૧૦.

(૩) ૪×૪; ૪×૫; ૪×૬; ૪×૭; ૪×૮; ૪×૯; ૪×૧૦.

(૪) ૫×૫; ૫×૬; ૫×૭; ૫×૮; ૫×૯; ૫×૧૦.

(૫) ૬×૬; ૬×૭; ૬×૮; ૬×૯; ૬×૧૦.

(૬) ૭×૭; ૭×૮; ૭×૯; ૭×૧૦.

(૭) ૮×૮; ૮×૯; ૮×૧૦.

(૮) ૯×૯; ૯×૧૦.

(૯) ૫×૦; ૭×૦; ૦×૧૨; ૦×૧૪; ૦×૩; ૦×૦.

નીચેના દાખલાઓમાં આપેલી રકમો પરથી જવાબ એકી આવશે કે બેકી તે પર ધ્યાન આપો.

(૧૦) ૩×૭; ૭×૫; ૭×૧૧; ૯×૧૫.

(૧૧) ૪×૬; ૬×૮; ૮×૧૨; ૬×૧૮;

(૧૨) ૧૭×૪; ૧૪×૩; ૧૩×૬; ૫×૧૨.

(૧૩) ૩×૯; ૯×૩; ૪×૧૬; ૧૬×૪.



નીચે આપેલી રકમોનો સામટો ગુણાકાર કરો.

(૧૪) ૧×૨×૩; ૨×૩×૪;.　　(૧૫) ૩×૪×૫; ૪×૫×૦.

(૧૬) ૩×૪×૫×૬;　　૨×૩××૪×૦.

(૧૭) ૫×૪×૫×૬×૨;　　૧×૫×૫×૪×૦×૬.

(૧૮) ૬×૬×૩×૫×૫×૪. (જમણી તરફથી ગણવું સુગમ પડશે.)

(૧૯) ૨×૫×૩×૪×૭×૫ (આ દાખલામાં ૪×૫×૫ ને પહેલાં ગુણવાથી સુગમ પડશે.)



નીચેના દાખલા આંક ભણીને સ્લેટપર કરવા. અવયવ પાડવા નહિ.

(૨૦) ૩૮×૯; ૨૭×૮; ૪૦×૭; ૩૫×૬.

(૨૧) ૫૬×૯; ૫૬×૭; ૬૫×૮; ૭૩×૭.

(૨૨) ૫૬×૧૪; ૫૭×૧૫; ૬૩×૧૯; ૪૨×૧૮.

(૨૩) ૧૩૭×૧૨; ૨૦૫૧×૧૭; ૧૩૦૦૭×૧૩.

(૨૪) ૬૨૩ને ૧૧ થી ૧૪ સુધીની દરેક રકમે ગુણો.

(૨૫) ૫૬૦૮ને ૧૬ થી ૧૯ સુધીની દરેક રકમે ગુણો.

(૨૬) ૪૦૦૭ને ૧૩ થી ૧૬ સુધીની દરેક રકમે ગુણો.
(૨૭) ૧૬૭૦૦ને ૧૪ થી ૧૭ સુધીની દરેક રકમે ગુણો.
(૨૮) ૧૨૩૪૫ને ૧૭ થી ૨૦ સુધીની દરેક રકમે ગુણો.

---

નીચેના ગુણાકારો અવયવ પાડીને કરો. અને અવયવ પાડયા વગર ગુણાકાર કરી જવાબ મેળવી જુઓ.

(૨૯) ૫૪૨૩ને ૯,૧૨,૧૫,૧૮ને ૩૯ થી ગુણો.
(૩૦) ૬૭૮૯૧ને ૪૦,૪૪,૪૮,૫૦ ને ૫૨ બાવન થી ગુણો.
(૩૧) ૧૩૦૦૬ને ૫૧,૫૭ ને ૯૧ થી ગુણો.
(૩૨) ૨૦૦૦૫ને ૮૫, ૯૫ ને ૧૧૭ થી ગુણો.

---

નીચેના દાખલાઓમાં પહેલાં ગુણકના એકમે, પછી દશકે પછી શતકે એ પ્રમાણે ગુણો.

(૩૩) ૫૬૭×૪૯; ૬૩૮×૭૨; ૫૬૪×૯૯; ૧૧૬×૯૭.
(૩૪) ૨૧૨×૫૮; ૨૭૨×૬૨; ૫૦૧૩×૬૭.
(૩૫) ૧૦૭૨૯×૪૧; ૨૧૦૯૨×૫૨; ૩૪૫૦૬×૬૩.
(૩૬) ૪૬૮૦૧×૭૪; ૫૭૯૧૦×૮૫; ૩૯૦૧૪×૯૬.
(૩૭) ૩૩૩૩૩×૭૬; ૭૭૭૭૭×૯૭; ૪૪૪૪૪×૬૩.
(૩૮) ૭૧૨×૫૦૩; ૫૬૪×૧૦૧.
(૩૯) ૧૨૩૪×૬૩૨; ૨૩૪૫×૫૬૮.
(૪૦) ૩૪૫૬×૯૭૨; ૪૫૬૭૦×૬૩૭; ૧૨૩૪×૧૦૦.
(૪૧) ૨૪૬૮×૧૦૫; ૩૧૨૫×૧૨૦; ૨૫૭૮×૨૦૦.
(૪૨) ૧૦૦૦૪×૩૧૫; ૧૨૦૧૬×૩૦૨; ૩૦૦૦×૪૦૦.

(૪૩) ૯૯૦૫૦×૭૩૦; ૬૭૮૦૫×૭૪૫; ૯૦૦૦૦×૭૦.
(૪૪) ૨૮૦૭૨×૬૨૫; ૮૦૫૨૧×૮૬૧.
(૪૫અ) ૧૨૦૫૬×૦; ૯૮૦૨૫×૦૦; ૩૦૪૦૬×૦૦૦.
(૪૫બ) ૦૦૦૦૦×૭; ૦૦૦૦૦×૩૮; ૦૦૦×૭૦૯.

——(૮)——

૪૬ થી ૫૩ દાખલા મોઢે ગણી જવાબ સ્લેટ પર માંડો.

(૪૬) એક રૂપીઆના ૧૬ આના તો ૫, ૭, ૮, ૬ અને ૪ રૂપીઆના કેટલા આના થાય?

(૪૭) એક આનાની ૧૨ પાઇ તો ૭, ૯, ૫, ૪, ૮ અને ૬ આનાની પાંઈ કેટલી?

(૪૮) એક વર્ગમાં ૭ પાટલીઓ છે, ને દરેક પાટલીપર ૫ છોકરા બેઠા છે, તો તે વર્ગમાં છોકરા કેટલા હશે?

(૪૯) એક દિવસમાં ૨૩ દાખલા ગણું તો ૭ દિવસમાં કેટલા દાખલા ગણાશે?

(૫૦) અઠવાડીઆના ૭ દિવસ અને એક દિવસના ૨૪ કલાક તો અઠવાડીઆના કલાક કેટલા?

(૫૧) મારી ઉંમર ૬ વર્ષની છે, મારા ભાઈની ઉંમર મારાથી ત્રણ ગણી છે: ત્યારે મારા ભાઇની ઉંમર કેટલી?

(૫૨) ૧૫ ને ચાર ગણા કરી, તેમાં ૪૦ ઉમેરો.

(૫૩) ૧૨૩માં નવ ગણા કરી ઉમેરો.



(૫૪) એક આનાની ૧૨ પાઈ તો ૨૦ આનાની કેટલી?

(૫૫) એક ગડિઆળની કિંમત ૬૭ રૂપીઆ બેસે છે, તો

તેથી ૧૨૦ ઘડિઆળની શું કિંમત બેસશે?

(૫૬) એક બારીને માટે બબ્બે આનાવાળા ૧૬ કાચ જોઈએ, તો તેથી ૧૨ બારીઓને કાચ જડાવવાનો ખર્ચ કેટલા આના થશે?

(૫૭) એક ચોપડામાં ૪૨૬ પાનાં છે, ને દરેક પાનામાં ૩૦ લીટી છે, તો લીટીઓ કેટલી? જો દરેક લીટામાં ૧૦ શબ્દ હોય તો શબ્દ કેટલા?

(૫૮) એક આગગાડીમાં ૨૦ ડબા છે, દરેક ડબામાં ૭ ખાનાં છે, અને દરેક ખાનામાં ૧૦ માણસ બેસે, તો તે ગાડીમાં કેટલાં માણસ બેસી શકશે?

(૫૯) એક રૂપીઆની ૧૯૨ પાઈ તો ૫૬૨૫ રૂપીઆની પાઈ કેટલી?

(૬૦) એક પૌંડના ૨૪૦ પેન્સ તો ૭૭૫ પૌંડના કેટલા પેન્સ?

(૬૧) એક મણના ૬૪૦ અધોળ તો ૩૬૩ મણના કેટલા અધોળ?

(૬૨) એક ટ્રેન એક દિવસમાં ૩૬૨ માઈલની મુસાફરી કરે છે, તો તે ૩૬૫ દિવસમાં કેટલી મુસાફરી કરશે?

(૬૩) એક માણસ પાસે ૫૦૪૦ રૂપીઆ છે, તેમાં તે દર મહીને ૨૦ રૂપીઆ ઉમેરે છે, તો ૨૩ મહીના પછી તેની પાસે કેટલા રૂપીઆ થશે?

(૬૪) એક રૂપીઆ ભરેલી થેલીમાંથી ૨૦ શિક્ષકોને ૧૫ રૂપીઆ લેખે પગાર આપ્યા બાદ, ૩૦ રૂપીઆ બાકી રહ્યા, તો તે થેલીમાં કેટલા રૂપીઆ હતા?

(૬૫) એક શહેરમાં ૪૨૫ ગાયો છે. ગાયોથી ત્રણ ગણા બળદ અને બળદથી પાંચ ગણા ઘોડા છે, ત્યારે તે શહેરમાં બધું મળી કેટલા પશુ હશે?

(૬૬) એક ઘરમાં ૭ માણસો છે, દરેક માણસ વરસે ૧૨૦૪ રૂપીઆ કમાય છે, તો સાત વર્ષમાં બધા મળી કેટલા રૂપીઆ કમાશે?

(૬૭) એક ગામમાં ૫૦૫૯ પુરુષો છે, પુરુષો કરતાં બમણી સ્ત્રીઓ છે, અને સ્ત્રીઓ કરતાં ૧૪ ગણા છોકરાં છે. તો તે ગામમાં કુલ વસ્તી કેટલી હશે?

## અનોયત્ન ૯. બાદબાકી.

નીચેના આઠ દાખલા મોઢે ગણી જવાબ સ્લેટપર લખો.

(૧) ૧૦ માંથી ૯, ૮, ૭, ૬, ૫ એ દરેક બાદ કરો.

(૨) ૯ માંથી ૮, ૭, ૬, ૫, ૯. એ દરેક બાદ કરો.

(૩) ૮ માંથી ૭, ૬, ૫, ૪, ૮. એ દરેક બાદ કરો.

(૪) ૭ માંથી ૬, ૫, ૪, ૭, ૦. એ દરેક બાદ કરો.

(૫) ૬ માંથી ૫, ૪, ૩, ૬, ૦. એ દરેક બાદ કરો.

(૬) ૫ માંથી ૪, ૩, ૨, ૧, ૦. એ દરેક બાદ કરો.

(૭) ૪ માંથી ૩, ૨, ૧, ૦. એ દરેક બાદ કરો.

(૮) ૩ માંથી ૨, ૧, ૦. એ દરેક બાદ કરો.

નીચેના દરેક દાખલા કરી તાળો મેળવો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૯) | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ |
| | ૮ | ૯ | ૭ | ૬ | ૫ |
| | — | — | — | — | — |
| (૧૦) | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ |
| | ૧૦ | ૪ | ૬ | ૮ | ૭ |
| | — | — | — | — | — |
| (૧૧) | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ |
| | ૧૨ | ૯ | ૭ | ૬ | ૫ |
| | — | — | — | — | — |
| (૧૨) | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ |
| | ૯ | ૭ | ૫ | ૧૦ | ૮ |
| | — | — | — | — | — |
| (૧૩) | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ |
| | ૯ | ૭ | ૫ | ૧૧ | ૧૦ |
| | — | — | — | — | — |

(૧૪) ૧૮–૯; ૧૮–૧૦; ૧૮–૧૧.

(૧૫) ૧૯–૧૦; ૧૯–૧૧; ૧૯–૧૨.



નીચેના દાખલા મોઢે ગણી જવાબ લખો.

(૧૬) ૭ પાઇમાંથી ૪ પાઈ ખરચું તો કેટલી પાઈ રહે?

(૧૭ ૧૨ છોકરા હતા, તેમાંથી ૩ રજા લઇ ગયા તો કેટલા રહ્યા.

(૧૮) ૧૩ ટીકડીમાંથી ૯ મેં ખાધી ને ૧ પડી ગઈ તો બાકી કેટલી રહી ?

(૧૯) ૧૦ લખોટાની હારના બે ભાગ કરૂં અને એક ભાગમાં જો ૪ લખોટા રહે, તો બીજા ભાગમાં કેટલા ?

(૨૦) ઉપરના દાખલામાં બંને ભાગોનો સરવાળો કેટલો ?

(૨૧) બે સંખ્યાનો સરવાળો ૯ છે, તેમાંની એક સંખ્યા ૪ છે, તો બીજી કેટલી ?

(૨૨) બે છોકરાઓએ મળી ૧૨ પૈસા ખરચ્યા, તેમાં એકે ૫ પૈસા ખરચ્યા, ત્યારે બીજાએ કેટલા ખરચ્યા હશે ?

(૨૩) ૧૨ આનાની ચોપડી લેવી છે, મારી પાસે આઠ આના છે, તો બીજા કેટલા આના જોઈએ ?

(૨૪) કઈ સંખ્યામાં ૫ ઉમેરૂં તો ૭ થાય ?

(૨૫) મારી પાસે ૭ રૂપીઆ છે, જો મારે ૧૦ રૂપીઆ કરવા હોય તો બીજા કેટલા જોઈએ ?

(૨૬) એક બાદબાકીનો બાદ્યાંક ૯ છે, ને બાદબાકી ૨ છે, ત્યારે અધિકાંક કેટલો હોવો જોઇએ ?

(૨૭ એક બાદબાકીનો અધિકાંક ૧૦ છે, ને બાદબાકી ૩ છે, ત્યારે બાદ્યાંક શું હશે ?

(૨૮) અધિકાંક ૧૫ છે, બાદ્યાંક ૮ છે, ત્યારે બાદબાકી કેટલી ?

(૨૯) ૧૨ પુરીમાંથી હું ૬ પુરી ખાઉં છું, ને મારો ભાઈ ૪ ખાય તો પછી પુરીઓ કેટલી રહે ?

(૩૦) ૧૭ કેરીમાંથી બગડેલી કેરી કાઢી નાખતા ૧૦ રહી ત્યારે બગડેલી કેરી કેટલી હશે ?

(૩૧) ચોપડી અને સ્લેટના મળી ૧૨ આના બેઠા, તેમાં ચોપડીની કિંમત ૭ આના છે, ત્યારે સ્લેટની કિંમત કેટલી ?

(૩૨) એક ઘરમાં ૧૫ માણસો છે. તેમાં ૭ મરદ ને ૩ બૈરાં છે તો છોકરાં કેટલાં હશે ?

(૩૩) દૂધ ભરેલી તામડીનું વજન ૧૭ શેર છે, તામડીમાં દૂધ ૧૦ શેર હોય તો ખાલી તામડીનું વજન કેટલું ?

(૩૪) એક મંડળીમાં ૨૦ સભાસદો છે, તેમાંથી ૩ ગયા ને ૭ નવા આવ્યા ત્યારે મંડળીમાં કેટલા સભાસદ થયા?

(૩૫) કઇ રકમમાં ૫ના ચાર ગણા કરી ૭ ઉમેરીએ તો ૩૦ થાય ?

(૩૬) કઈ રકમમાંથી ૪ના ૫ ગણા બાદ કરીએ તો ૧૦ રહે?

(૩૭) ૭ ને ૩ ના સરવાળામાંથી એજ રકમની બાદબાકી બાદ કરીએ તો કેટલા રહે ?



## મનોયત્ન ૧૦ બાદબાકી.

| | | | |
|---|---|---|---|
| (૧) ૬૨૭ | (૨) ૭૪૬ | (૩) ૧૭૮ | (૪) ૩૬૪ |
| ૪૧૫ | ૨૩૫ | ૧૪૬ | ૧૦૫ |
| (૫) ૯૮૩ | (૬) ૭૦૦ | (૭) ૧૮૫ | (૮) ૭૦૨ |
| ૪૦૦ | ૬૦૦ | ૩૧ | ૯ |

